શ્રી પાક ઈરાંનશાહની મદદ હોજો !

( રોજ ૩૦ માહ ૫ ૧૨૯૭. ય. ઝ. )

# મરહુમ મોબેદ ભીખાજી દીન્યારજી ઉનવાલાની જીંદગી ઉપરથી ઉપજતા વિચારો.

II 1928

વાયઝ કરનાર:—

રૂસ્તમ ભીખાજી અધ્યારૂજીના, બી. એ.

છપાવી પ્રગટ કરનાર:—

અઝમે આદેશાને ઇરાનશાહની કારોબારી કમીટી.

ઉદવાડા ય. ઝ. ૧૨૯૭. ઇ. સ. ૧૯૨૮.

સુરત—ખપાટીયા ચકલા, લક્ષ્મીનારાયણની વાડીમાં આવેલા "જૈન વિજય" પ્રી. પ્રેસમાં મૂલચંદ કસનદાસ કાપડિયાએ છાપ્યું.

O. T.
1 MAY 1928
૭૩૮-૫૦

અમદાવાદ ૭૩૯૫૦
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ


## અંજુમનના માનવંત સાહેબો, ઝંદ અવસ્તા સ્કુલના તથા અંગ્રેજી સ્કુલના વિદ્યાર્થીઓ,-

જ્યારે આપણા લોકપ્રિય મંડળે સેવકને પ્રસંગને અનુસરતું કાંઇક વિવેચન કરવાને સૂચના કીધી, ત્યારે મેં સાફ સાફ ના પાડી અને ના કહેવાના કારણો ખુલ્લાં હતાં. પહેલું કારણ એ કે, મરહુમની કારકિરદીનુંજ જો મ્હારે બયાન કરવાનું હોય, તો મરહુમનું જીવન ચરિત્ર મ્હારા કરતાં અહીં ઘણાક ઉમરે ભરાયલા વૃદ્ધ સાહેબો હાજર છે કે જેઓ મ્હારા કરતાં વધારે અચ્છી રીતે જાણે છે. વળી, ભાષણ કરવાને ના કહેવાનું બીજું અને ખાસ કારણ એ હતું કેઃ તહમારામાંના ઘણાકો બુઝોર્ગ ઉમરના છો, તો તેઓ સનમુખ લાંબી લાંબી નશીહતની હેકાયત કરવું મને બીલકુલ ગમતું નથી. પરંતુ, જ્યારે મેં આપણા મંડળના કારોબારીઓને વળતી એવી સૂચના કીધી કે હું "મરહુમ ભીખાજી જીનવાળાના જીવન ચરિત્ર ઉપરથી ઉપજતા કેટલાક વિચારો"-એવા વિષય ઉપર કદાચ બોલી શકીશ ત્યારે આ સૂચના આપણા મંડળના સાહેબોને ઘણીજ આવકારદાયક લાગી. અને એ મકસદથી સેવક આજના ગંભીર અને ગમગીની ભર્યા દિવસે તહમો સનમુખ ઉભો છું.

ગ્રહસ્થો, હું જ્યારે ઉદવાડાની શ્રી ઇરાનશાહની ભૂમીમાં જન્મ પામેલા નામાંકિત મોબેદ ભીખાજી દીન્યારજી જીનવાળાને યાદ કરૂં છું ત્યારે એકદમ ઇચ્છા વિરૂધ, દુન્યાની તવારીખમાં અમર થઇ ગયલા મહાન પુરૂષોની યાદ મગજે ચઢી આવે છે, અને તેથીજ ગ્રહસ્થો, હું જ્યારે મરહુમના સદગુણોની યાદ તહમો સનમુખ આજે કરીશ, ત્યારે તહમો એમ જરૂર ખાત્રીથી માનજો કે હું દુન્યાના તવારીખમાં અમર થઇ ગયલા સઘળા મ્હાન પુરુષોના સદગુણનું વિવેચન કરૂં છું. સબબ, માણસ માત્રમાં નિતિ અને સદગુણ એકજ છે. આપણા ઉદવાડા ગામની સીમા છે; સુરત શહેરની સીમા અને હદ છે; હિન્દના મુલકની પણ હદ છે. તેમજ હિન્દુસ્થાનના મુલકના લોકોની ચામડીનો રંગ જુદો છે; આફ્રિકાના પહાડી લોકોની ચામડીનો રંગ જુદો છે. અને વેલાતના અંગ્રેજોની ચામડીનો રંગ જુદો છે. પરંતુ, નિતિ, લાગણી, અને સદગુણનો રંગ જુદો નથી કે તેની હદ નથી પણ તેનો એકજ પ્રવાહ છે. તેથીજ જે સદગુણ જરથોશ્ત સાહેબમાં કે સ્યાવક્ષ-નર-અશોમાં હતો તેજ સદ્દગુણ હિન્દુસ્તાનમાં હરિશ્ચંદ્રમાં પણ હતો.

તેમજ જે સદ્ગુણ અયોધ્યાની રાણી સતવંતી સીતામાં હતો તેજ સદ્ગુણ રાજાબાઇ ટાવર ઉપરથી પડી, બદકારોથી પોતાની ઇજ્જત બચાવવાને જે પારસી અબળાઓએ પોતાનો પ્યારો જાન આપ્યો હતો તેઓમાં પણ હતો.

## (૧) મરહુમ ભીખાજી દીન્શાજી ઊનવાળાનો ખેંચાણકારક દીલ જીતી લેનાર સ્વભાવ.

એ એઓનો પહેલો સદ્ગુણ છે. એને અંગ્રેજીમાં ( Magnatic personality ) કહે છે, એક આશક પોતાની માશુક તરફ જેમ લોહચુંબકની માફક આકરશાઇને દોરવાય છે, જેમ એક તપમાં એકતાન થઇ ગયલો તપેશ્વરી બાવો પોતાના ઇશ્વર તરફ ખેંચાય છે–તેમ મરહુમના સમાગમમાં અને ઘાડા પરિચયમાં આવનારાઓ મરહુમના આ ચમત્કારીક દીલ જીતી લેનાર સ્વભાવને લીધે મરહુમ તરફ ખેંચાઇ આવીને મરહુમ ઉપર ફેદા થતા હતા. આ સદ્ગુણે વિદ્વાન સ્કોલર અને તવારીખ નવેશ ભાઇ શાપુરજી હોડીવાળા ઉપર પણ સારી અસર કીધી હતી જે વિષે એ ભાઇએ " જામે " માં ઇસારો કીધો હતો. આજ સદ્ગુણને લીધે વાડયા કેસમાં ભાગ લેનારા સઘળા વકીલ બેરીસ્ટરોનો ચાહ એઓ મરહુમ જીતી શકયા હતા. અને છેવટે મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇના માનવંત ટ્રસ્ટી સાહેબોનો એજ સ્વભાવના પરિણામે ચાહ જીતી લઇ, ઉડવાડામાં એક સંગીન અંગ્રેજી સ્કુલ સ્થાપવાને મરહુમ ભાગ્યશાળી નિવડયા હતા.

## (૨) એઓનો બીજો સદ્ગુણ તે મરહુમનું નીખાલેશ અંતઃકરણ અને બાળક સમ નિર્દોષતા.

હંમેશાં, ગૃહસ્થો, યાદ રાખજો કે જેનું અંતઃકરણ કપટથી ભરાયલું છે, જેના દીલમાં મેલ અને કીનો વાસો કરે છે–તેનાથી દુન્યાના દુઃખીઓનું દુઃખ ટાળી શકાતું નથી. તેનાથી કોઇનું ભલું થઇ શકવું પણ મુશ્કેલ છે. નિખાલેશ અંતઃકરણ એ તે દાદગર દાદારની એક ખાસ ઉત્તમ નવાજેશ છે. એક કપટી માણસને દરિઆવ સાથે સરખાવી શકાય છે. જ્યારે એક નિખાલેશ હૈયાંના માણસને વહેતા પાણીના નિરમળ ચશમા સાથે સરખાવી શકાય છે. જેમ દરિઓ પોતાના તળીઆમાં, કાદવ, કચરો, અને આખા દેશનો મેલ, પોતામાં, જમાવ કરે છે તેમ એક કપટી અને ખારીલો શખસ પણ પોતાના દીલમાં, કપટ, કીનો, હસદ, અદાવત, અને મેલ રાખી મૂકે છે. જ્યારે, બીજા હાથ પર જુઓ તો, એક વહેતા પાણીનો ઝરો નિર્મળ કાચ

જેવો હોય છે અને તેના પાણીમાં રજકણભાર પણ મેલ આપણે જોઇ શકતા નથી, તેમ એક શુદ્ધ અંતઃકરણના નિખાલેશ માણસ માટે પણ સમજવું. તે દાદગર દાદારે, અનેક બીજી ન્યામતો સાથ, આ નિખાલેશ સ્વચ્છ અંતઃકરણની નવાજેશ મરહુમ ભીખાજી ઊનવાળા ઉપર કીધી હતી. અને તેથીજ આજે મરહુમના પ્રમાણિક વિરૂધીઓ પણ એઓ મરહુમ માટે બોલે છે કે: "ગમે તે હોય, પણ ભીખાજી ઊનવાલા નિખાલેશ દેલના ભોલા માણસ હતા."

હવે, ગૃહસ્થો જેનું નિખાલેશ દેલ હોય તેનોજ એક બાળક જેવો સ્વભાવ હોઇ શકે. તે પ્રપંચી કે ઉંડો ગણાવાનો કદી દાવો કરતો નથી. પણ પોતાના નિર્દોશ સ્વભાવમાંજ માન અને મગરૂરી સમજે છે. આથીજ તે પોતાની ભૂલો કબુલ કરી દેવામાંજ વિવેક અને મજાહ માને છે. તેથીજ, "આશીરવાદ પયમાની પહેલવી" માં કહ્યું છે કે: "નંગરા ગુનાહ મકુન." યાને: એક કીધેલા ગુનાહની શરમ ઢાંકવાને કાજે તહમો બીજો ગુનોહ કરશો નહિ. ગૃહસ્થો, આ તો જાણીતી બીના છે કે એક ભૂલ જો આપણાથી થઇ ગઇ હોય તે આપણે કબુલ કરી દઇએ છીએ તો, હજારો કજીઆના મ્હોડાં કાળાં થાય છે. જો દરેક શખ્સો પોતાથી થયલી ભૂલ કબુલ કરી દેતા હોય, તો આજે આપણા ટોળામાં પણ કજીઓ કંકાસ રહેવા પામે નહિ. પણ ગૃહસ્થો, મરહુમ ભીખાજી ઊનવાલા એવા બાળકના જેવા નિર્દોશ હતા કે જો પોતાથી કાંઇ ભૂલ થઇ ગઇ હોય તો તે તક આવવે એક બચ્ચું જેમ ભોલપથી પોતાથી થયલી ભૂલ કબુલ કરી દે છે તેમ કહી દેતા, જેથી એઓશ્રી હમારા જેવા ઉધરતા જુવાન્યાઓનો વિશ્વાસ, ચાહ અને દેલ જીતી શકયા હતા.

## મરહુમનો ત્રીજો સદગુણ તે પોતાના મિત્રો અને ચેલાઓ ઉપર સંપૂર્ણ વિશ્વાશ મૂકવાનો સ્વભાવ.

અંગ્રેજીમાં કહેતી છે કે: "વિશ્વાસ વિશ્વાસ ને જન્મ આપે છે." વિશ્વાસ એ ફતેહનો ખજાનો છે. જો લડાઇ ગાહમાં લડતાં લશ્કરનો વડો સેપેહસાલાર, સેનાપતિ, જો લશ્કરની જુદીજુદી ટુકડીઓના વડા ઓફીસરો -જેઓ પોતાના હાથ નીચેના છે તેઓ-ઉપર વિશ્વાસ મૂકે નહિ તો લડાઇ થાયજ નહિ. નેપોલ્યન બોનાપાટે અને મ્હાન મુગલ પાદશાહ અકબરે પોતાના મિત્રો અને લશ્કરના વડાઓ ઉપર વિશ્વાસ મૂકી પોતાની રાજગાદી મજબુત બનાવી હતી. જ્યારે પોતાના દીકરાઓ જેવા ઉપરથી શકની નજરે જોવાથી, અકબરના પૌત્ર ઔરંગઝેબની પડતી દશા થઇ હતી. મરહુમ

ભીખાજી ઊનવાળામાં આ ગુણ અજબ જેવા પ્રમાણમાં ખીલી નીકળ્યો હતો, જેના પરિણામે મારા પર અને મારા જેવા અનેક ઊઘરતા જવાન્મોઓ ઉપર સંપુર્ણ વિશ્વાસ અને એતેકાદ મૂકી, પોતાનાં કીંમતી કાગજ પત્રો દસ્તાવેજો, અને ખાનગી પત્ર વ્હેવાર વિગેરે હમારા હાથમાં વગર આંચકે મરહુમે મૂકયાં. એટલુંજ નહિ પણ ઘણાંજ અગત્યના અને ભારે જોખમ ભર્યા કામો પણ હમારા હાથમાં એઓએ સંપુર્ણ વિશ્વાસ સાથે સોંપ્યા હતાં.

## (૪) એઓનો ચોથો સદ્‌ગુણ: તેઓની સાચ્ચા માણસો અને સચ્ચાઇ ઉપર ફેદાગીરીનો છે.

અવસ્તામાં સચ્ચાઇને "અરશુખ્ધોવાક્ષ" કરીને કહેવામાં આવી છે.

"શરોશ યશત હાદોખ્ત" માં જણાવ્યું છે કે: "સચ્ચાઇ એજ ફતેહ છે. જો ત્હમો અંજુમનમાં સાચ્ચા શબ્દો બોલશો તો તે ત્હમારી ફતેહજ છે."

"અહુનવદ ગાથા" ના "તાવં ઉરવાતા" નામના "હા" માં વળી, કહયું છે કે:—સચ્ચાઇ અને ઇનસાફથી દાદાર અહુરમઝદ ખુશાલ થાય છે અને તેથી તેનો બદલો દાદાર અહુરમઝદ છેવટે આપે છે.

વળી, "પયગાની પહેલવી આશીરવાદ" માં પણ કહયું છે કે: "અવા દુશ્મનાંન અહાદશતાંન કુશ." માને, "ત્હારા દુશ્મન અને શત્રુઓ સાથે સચ્ચાઇ અને ઇનસાફથીજ લડજે."

એટલુંજ નહિ પણ આપણા ધર્મના "મેઇન્યો–એ–ખેદ" નામના પુસ્તકમાં તો ઇન્સાફ અને રાસ્તીના કરનારને ખુદ દાદાર અહુરમઝદ સાથે સરખાવ્યો છે. જયારે એક બુરા અને જુઠ્ઠા માણસને એહરેમન અને દેવો સાથે સરખાવ્યો છે.

ગૃહસ્થો, દરેક મહાન માણસોએ બુરાઇ અને બુરાઓ સામે ધાવવાને માટે સચ્ચાઇનો આતશ ખીલવવાની જરૂર છે. સબબ, અંધકાર અંધકારથી દફે થતો નથી; પરંતુ અંધકાર સામે એક નાના દીવાનો પ્રકાશ પાડશું તો અંધકાર દફે થઇ જાય છે. પોતાના દુશ્મનોને જેર કરવાનું એક અમુલ્ય હથ્યાર સચ્ચાઇ છે એમ મરહુમ ભીખાજી ઊનવાળાની માન્યતા હતી. એઓ વારંવાર મારી આગળ બોલતા કે "જુઠ્ઠો જુઠ્ઠાથી નહિ મરે. જુઠ્ઠો સચ્ચાઇથીજ મરે." એક માણુસ જો સચ્ચાઇનીજ લડતો લડતો હોય તો તેનામાં એક ચોકસ શક્તિ આવે છે કે જે શક્તિના બલે સામા માણુસો

ઉપર ઇચ્છવા જોગ અસર થઇ, તેઓ આપણા વિચારને તાબે થઇ જાય છે. એ બાબે આપણા અવસ્તામાં ઉશ્તવઇતી ગાથાના પહેલા "હા" માં જણાવવામાં આવ્યું છે કે: "જરથોસ્ત સાહેબ દાદાર અહુરમઝદને સવાલ પૂછે છે કેઃ યા અહુરમઝદ, મને શક છે કે મ્હારૂં બોલેલું લોકો કબુલ નહિ કરશે, અને મારી દીન કોઇ મારા બોલવાથી પસંદ કરવાનું નથી, ત્યારે મારે આવા સંજોગોમાં શું ઉપાય કરવો ? એનો જવાબ અહુરમઝદ આપે છે કેઃ ઓ જરથોસ્ત તું ત્હારામાં સચ્ચાઈ અને અશોઈ ખીલવ કે જેથી ત્હારામાં લોકોને સમજાવવાની શક્તિ આવે." આજ સચ્ચાઇની મીનોઇ શક્તિ કે જે મરહુમમાં હાજર હતી, તેથીજ મરહુમ ભીખાજી ઊનવાળા એક કે બે સભાસદની પાર્ટીથી પોતાના મરણ વેળા લગભગ સો માણસોની પોતાની પક્ષ કરી ગયા છે. વળી ગૃહસ્થો, એઓ સામા માણસને સચ્ચાઇ સમજાવી, સમજાવટથી, પોતા તરફ જીતી લેવાના નિયમમાં માનતા હતા. ખુદ જરથોસ્ત સાહેબે પોતે પણ દીન ફેલાવવામાં આજ નિયમનો ઉપયોગ કીધો છે એમ અહુનવત ગાથાના, "અહતાવક્ષ્યા" નામના "હા" માં જણાવેલું છે.

ગૃહસ્થો, મરહુમ ભીખાજી ઊનવાલાને સચ્ચાઇમાં એટલું યકીન હતું કે, જો કોઇ પારકો, બ્હારગામનો કે ગામનો અણજાણ શખસ એઓ પાસ આવી ચઢે અને પોતાની પાર્ટીની લડતનું તત્વ જાણવા માંગે, તો તેને સત્ય યાને સાચ્ચાં સિવાય બીજું કશું કહેતા નહિ. એટલુંજ નહિ પણ એક સહરા ઘતનો બોલ પણ બોલતા નહિ. આવા દાખલાઓ મેં અનેકવાર નજરે જોયલા છે, અને એઓ મરહુમ આવી ભારે લાલચો વચ્ચે પોતાના વિરોધીઓની ગેરહાજરીમાં પણ પોતાની સચ્ચાઇ જાળવી રાખતા—એ મારે મનસે એક અજબ જેવી વાત હતી. "સચ્ચાઇ" મરહુમ ભીખાજી ઉનવાળાની જીંદગીનો મુદ્રાલેખ હતો. ગ્રહસ્થો, મરહુમે સચ્ચાઇના સેવક તરીકે ઘણું ખમ્યું છે. પણ તેમ તો દુન્યાના દરેક મ્હાન માણસોને ખમ્યા વગર છુટકો નથી. હરિશ્ચંદ્ર રાજાએ એક પોતાના બોલને ખાતર પોતાનું રાજપાટ છોડયું; એટલુંજ નહિ પણ છેવટે સત્યને માટે હરિશ્ચંદ્ર અને તારાલોચની રાણી એક ભંગીને ત્યાં વેચાઇ ગયાં. દશરથ રાજાએ પોતાની અદેખી રાણી કૈકઇને લડાઇના મ્યદાનમાં આપેલા વચનોને લીધે રામચંદ્રજીને વનવાસ જવું પડયું. ખુદ આપના પાક વખ્શુરે વક્ષુરાંન અશો જરથોસ્ત પયગમ્બરને પણ અત્યંત કષ્ટ અને ઝેહમત દુશ્મનોના હાથોથી ખમવું પડયું હતુ. જે માટે "ઓશતવઇત" ગાથાના "કામ ને મોયઝામ" નામના "હા" માં જરથોસ્ત સાહેબ

પોતાના દુશ્મનોના હુમલાઓમાંથી બચવાને "કેમના મજદા"નું ચમત્કારીક મંત્ર ભણી, દાદાર અહુરમઝદ પાસે જોર અને કૌવત માંગે છે.

ગૃહસ્થો, જો તમો ભીખાજી ઊનવાલાની જીંદગી શાંતીથી તપાસશો તો માલમ પડશે કે એઓશ્રીની આખી જીંદગી સચ્ચાઇની લડત કરવામાં એઓએ ગાળી છે. પહેલાં તો ટોળા બાહેરના દુશ્મનો સામે વાડિઆ કેસમાં સચ્ચાઇને માટે દશદશ વર્ષ સુધી ખાંધે આપણી લડતનો ગાવ્યાની ઝુંડો ચઢાવી, પારડી, સુરત અને મુંબઇ જઇ લડવું પડયું. ત્યારપછીથી ટોળા માંહેના આપણા કેટલાક કમઅકલી અને અણુસમજુ ભાઇઓ કે જેઓ ખોટી સલાહથી ઉંધે રાહે નીકળી ગયા હતા તેઓને સચ્ચાઇના રાહ પર લાવવાનું બીડું ઝડપ્યું. અને તે શુભ લડત છેવટની ઘડી સુધી ચાલુ રાખી અનેક જાતના સંકટો મરહુમે પોતા ઉપર વ્હોરી લીધાં, અને તે સંકટો, હાડમારીઓ, વિપત્તીઓ અને નીચ હુમલાઓ કેવા અને કેમ ખમ્યા તે તહમો માનવંતોથી કાંઇ અંજાણ નથી અને એ સઘળું "સચ્ચાઇ" તરફની પોતાની વફાદારીને લીધેજ.

## ( ૫ ) મરહુમનો પાંચમો સદગુણ તે " જુઠાંના તરફ ધિક્કાર " નો હતો.

જે શખ્સે જુઠાનાને ધિક્કાર્યું તે કદી જુઠા માણસો સાથ દોસ્તી કરશે નહિ, એટલુંજ નહિ પણ તે મરદ જુઠાનાની સામે બળતવારીથી લડશે. વિસ્પરદના ૧૫ માં કરદામાં જણાવેલું છે કે: "ઓ માઝદયશની જરથોસ્તી લોકો! તહમારા હાથો, પગો, અને સમજદારી સાથે તૈયાર થાવ કે જેથી તહમો ભલાં કામો વખતસર પાર પાડો, અને જેથી તહમો ખોટાં અને અણઘટતાં કામોને તોડી પાડો." આ રીતે ખુદ અવસ્તામાં ખોટાં અને અણઘટતાં કામોને તોડી પાડવા ફરમાન આપેલું છે. વળી, મહાન જરથોશતી ધર્મે તો એથી એક પગલું આગળ વધીને જણાવ્યું છે કે: જે માણસ બુરાઇને અને બુરા માણસોને લઇ ચલાવે છે તે પોતે ખુદ બુરો છે. તેથીજ ઇજશ્નીના છેતાલીસમાં હામાં જણાવ્યું છે કે: "બુરાઓ અને જુઠાઓ ઉપર કદી દયા કરતો ના. સબબ, ખચિત યાદ રાખજે કે જે માણસ બુરાઓ ને બુરાઇને યાને બદીને ઉંત્તેજન અને ટેકો આપે છે તેઓ ખુદ પોતેજ બુરા, બદકાર છે." ગ્રહસ્થો, મરહુમ ભીખાજી દી૦ ઊનવાળાને જુઠ્ઠાના તરફ અતિશય તિરસ્કાર હતો. એટલુંજ નહિ પણ એઓની આખી જીંદગી

જુદ્દાઇના અને પુરાઇ સાથ બાથ ભીડવામાં અને જુદ્દાઇને ઉખાડું પાડવામાંગઇ છે. એમ જો હું કહું તો તે હું વાજબીજ બોલેલો ગણાઉશ અને તે અક્ષરેઅક્ષર સત્ય છે.

## મરહુમનો છઠ્ઠો સદ્ગુણ તે મરહુમની મહાન મગજ અને યાદદાસ્ત શક્તિ હતી.

દરેક દુન્યાના મ્હાન માણસો મ્હાન મગજશક્તિ ધરાવનારા ગણાય છે. મ્હાન મગજશક્તિ એ તે દાદગર દાદારની ઇનસાન ઉપર એક મ્હોટી અને અમૂલ્ય નવાજેશ છે. ના, એટલુંજ નહિ પણ મ્હાન મગજશક્તિ—એ ગેતી અને મીનોઇ જેહાનના પેદા કરનાર "અહુરા" નો પોતાનો ખાસ ગુણ ( attribute ) છે. એમ મ્હાન પયગમ્બરોએ અને મ્હાન ફીલસુફોએ કહ્યું છે. મ્હાન માઝદયશની જરથોસ્તી ધર્મમાં તો ખુલ્લેખુલ્લા શબ્દોમાં, જરા પણ અલંકારીક કે ભેદી ભાષા વગર-સ્પષ્ટ, આ દાદાર અહુરમઝદના સદ્ગુણો છે એમ હોરમજદયશ્તમાં જણાવ્યું છેઃ—

(૧) " ખશતુઓ ઇઅદ અહમી **ખરતુશ;** હપતથો ખરે તુ માવો."
(૨) " અસતેમો ઇઅદ અહમી **ચેસતેસ;** નાઉમો ચેસતુ આઉ."
(૩) " દસેમો ઇઅદ અહમી **સપાનો.**"

યાનેઃ—દાદાર અહુરમજદ કહે છે કેઃ—

(૧) મારૂં છઠું નામ **સમજદારી** છે; મારૂં સાતમું નામ સમજદારીવાળો ( **મ્હાન ભેજાંવાળો** ) છે.
(૨) મારૂં આઠમું નામ "**જ્ઞાન**" છે; મારૂં નવમું નામ "**જ્ઞાનવાળો**" છે.
(૩) મારૂં દસમું નામ **યાદદાસ્ત શક્તિ** છે.

વળી આપણો મ્હાન ધર્મ તો આગળ વધી એમ કહે છે કેઃ સારાં કૃત્ય કોણ કરે છે ? જે ડહાપણવાળો અને ખરી સમજદારીવાળો, જ્ઞાનવાળો, ઇનસાન હશે તેજ. અને ફિલસુફોએ પણ એમજ કહ્યું છે. "દોત્રા વિસ્પ હૂમત"માં આપણે નીચે મુજબ આ મ્હાન વિચાર કરીએ છીએઃ—

(૧) વિસ્પ હુમત, વિસ્પ હુખત, વિસ્પ હુઅરેશ્ત, **બોદો વરેશ્ત.**
(૨) વિસ્પ દુશ્મત, વિસ્પ દુજુખ્ત, વિસ્પ દુજુઅરેશ્ત, **નોઇદ બોદો વરેશ્ત.**

યાનેઃ—(૧) સઘળા ભલા વિચારો, ભલા શબ્દો, અને સઘળાં ભલાં કામો **ડહાપણથી**જ થાય છે.

(૨) સઘળા બુરા વિચારો, બુરા શબ્દો, અને સઘળાં બુરાં કામો **ડહાપણની ગેરહાજરીથીજ** થાય છે.

આ ઉપરથી **ગ્રહસ્થો** તમો **સ્હેજે સમજી શકશો કે** જે ઇનસાન ઉપર તે દાદારે ડહાપણ યાને સંપૂર્ણ સમજદારીની નવાજેશ કીધી હોય, તે ઇનસાન ખુદ-બા-ખુદ **આપ મેળેજ** ભલા કૃત્યોનો કરનાર **આ જગતમાં** થાય છે. તેથીજ આપણા અવસ્તામાં "અહેરેમન" 'અંગ્રહમેન્યુશ" ને ઉંધી અક્કલનો, અવલી બુદ્ધીનો ઇસમ કહ્યો છે.

**હવે** મરહુમ ભીખાજી દીન્યારજી ઊનવાળા માટે એમ કહી **શકાય છે** કે: એઓ ઉપર પરવરદેગારે "ખરતુશ," "ચેશતેશ" "સપાનો" અને "બોદો" (વરેશત)ની અમુલ્ય નવાજેશ કીધી હતી; યાને પરવરદેગારે, આપણા સંજાણાં ટોળામાં આવા મ્હાન નર ઉપર સંપૂર્ણ મગજ શક્તિ, સમજદારી અને ડહાપણની બક્ષેશ કીધી હતી. ગૃહસ્થો, આ મારા બોલવાના ટેકા માટે આજથી આસરે ૨૫ વર્ષની વાત ઉપર એઓ માટે જુદા જુદા શખ્સોએ મત ઉચ્ચાર્યાં હતાં તે અત્રે, પુરાવા તરીકે ટાંકવા માંગું છું. મરહુમ માનવંત દસ્તુરજી સાહેબ ખુરશેદજી મીનોચેરજીનો પોતાનો મત પહેલાં તપાસીએ.

મરહુમ દસ્તુરજીએ મરહુમ ભીખાજી ઊનવાળાને આજ હોલમાં ૨૪ વર્ષની વાત ઉપર માનપત્ર અને શ્યાલ એનાયત કરતાં કહ્યું હતું કે:- "એવણની (મો. ભી. ઉનવાળાની) પોતાની **લાયકાત**થી, અને એવણ સાથના આપણા **બહોળા કારોબારથી,** આપણ સરવેના દીલનો ચાહ એવણે ખેંચી લીધો છે."

હવે, આજથી પચ્ચીશ વર્ષની આપણી ગુણવંતી **ભલી અંજુમનને** મરહુમ માટે શું મત હતો તે જોઇએ. અંજુમને એક ખાસ ઠરાવ કરી મરહુમ ભીખાજી ઊનવાળાને રંગુનથી ઉદવાડે પધારવાને અરજ કીધી હતી. ખરશેદજી દસ્તુર આ ઠરાવ મરહુમ ભીખાજી પર રંગુન રવાના કરતી વખત ઠરાવની નીચે પોતે અને શેઠ એદલજી ભરડા નીચે મુજબનું અંજુમનનું મત લખે છે:—"અનજુમન ઘટટી સમજુતી કરવાને તઇઆર છે. અને **માત્ર તે તમારી હાજરી માટેજ ખોટી છે. અને અનજુમન** તમારા અત્રે આવવાની રાહ જુવે છે." વળી એક કાગજ ખુરશેદજી દસ્તુર મરહુમ પર લખે છે તેમાં તેઓશ્રી કાકલુદી ભરેલી અરજ ભીખાજીને કરે છે અને છેવટે લખે છે કે: ભાઇજી, સેવટ મોટી વીનંતીથી લખુંચ જે તમો જરૂર પધારશો તો **ગનુંજ નેક થશે.** નહી તો હીંઆંનો મામલો બગરી બધું કીધેલું ફોકટ જશે." ગૃહસ્થો,

આ ઉપરથી ચોખ્ખું જણાઇ આવે છે કેઃ–દસ્તુરજી ખુરશેદજીને અને તે વેળાની ગુણવંતી ભલી અંજુમનને મરહુમ ભીખાજી ઉપર કાંઇ અજબ જેવો વિશ્વાશ છે "અને જો એઓ આવે તોજ કામ થાય" એવો પક્કો ઠરાવ કરી અંજુમન એઓની બાહોશી ઉપરજ વિશ્વાશ મૂકી બેઠી હતી.

હવે અંજુમનના બાહેરના શખસોએ જે એવો માટે સારાં મત આપ્યાં છે તે માટે મરહુમ ખુરશેદજી દસ્તુરના એક મરહુમ ભીખાજી ઉપર લખેલાં કાગજમાંથી અત્રે ટાંકું છું "તમો ભાઇ જરૂર બા જરૂર પધારો તો શારૂ પરીણામ આવશે. બહેમનજી પટેલ તથા કાત્રક સાહેબ, ફરામજી પાંડે સઘળાં કેચકે તમો તેવોને બોલાવશો તો સારૂ થશે માટે તમો જરૂર અત્રે આવવા વીશે ખુશી ભરેલો કા૦ લખજો"

હવે, તે વખતના સોલીસીટર અને આજના એડવોકેટ, અને એક વખતના જસ્ટીસ દીનશા મુલ્લાંએ એઓ મરહુમ માટે શું આભપ્રાય દર્શાવ્યો હતો તેનો હું અત્રે સાર ટાંકીશઃ "ઉદવાડાની અંજુમન વાડીઆ પક્ષ સાથ સમજુતી કરી જે હકો મેળવી શકી છે તે હકો મેળવનાર કેઇજ નહિ પણ મોબેદ ભીખાજી દીન્યારજી ઉનવાળાજ છે. આ કેસ લડવામાં અને તેનું આવું લાભકારક પરિણામ લાવવા માટે મોબેદ ભીખાજી ઉનવાળાની હોશયારી ને બાહોશીને અને એઓના બ્હોળાં જ્ઞાનને શાબાશી ઘટે છે."

ગૃહસ્થો, મી૦ સ્ટ્રેન્ગમેન તે વખતના એક બાહોશ અંગ્રેજ એડવોકેટ જનરલ એઓને જે શાબાશી આપે છે તે ખરે એક મગરૂર થવા જોગ બીના છે. મોબેદ ભીખાજી ઉનવાલા પોતાના વકીલ કાયાજી સાથે હાઇકોર્ટે જે અપીલ ગઇ હતી તે સંબંધમાં આપણો કેસ સમજાવવા સ્ટ્રેન્ગમેનને બંગલે ગયા હતા. લગભગ ત્રણ કલાક વાદ વીવાદ ચાલ્યો. ભીખાજી જે બોલતા તેના અંગ્રેજી તરજુમો કરી સાથે ગયલા વકીલ સ્ટ્રેન્ગમેનને કહેતા. જે સવાલો સ્ટ્રેન્ગમેન કરે તેના તુરત તુરત, યાદદાસ્ત શક્તિથી, બાહોશીથી જવાબ મરહુમે વાળ્યા. વાદવીવાદ પૂરી થયા બાદ, સ્ટ્રેન્ગમેન ઉભા થયા ભીખાજીને 'સેકીન" કરી મી. કાયાજીને કહે છે કે આ દસ્તુરજીને મારા તરફથી કહો કેઃ "આ તમારી કેસ રજુ કરવાની, તેની હકીકતો યાદ રાખવાની અને બાહોશીથી જવાબ આપવાની શક્તિથી હું ઘણોજ ખુશ થયો છું. એઓને કહેજો કેઃ જો તમો એક બેરીસ્ટરનું શીખ્યા હતે તો એક ચુનંદા બેરીસ્ટર થતે–એમ મને જરૂર ખાત્રી છે." ખરે, આ એક ઉત્તમમાં ઉત્તમ સરટીફીકેટ છે.

હવે, સામા પક્ષના એટલે વાડિઆ પક્ષના વકીલોને ભીખાજીની બાહોશી અને મગજ શક્તિ માટે કેવું મત હતું તે તપાસ્યે. ૩૦ બ૦ પેમાસ્તર વકીલ, "જામે જમશેદ" માં લખે છે કેઃ—" મરહુમની ઉદવાડાના આતશ બહેરામ કેસ મધેની મદદ બહુજ ખંતીલી અને કાબેલ્યત ભરી હતી. તેમની અઠાગ ઝેહમતને લીધેજ ઉદવાડાની મોબેદ અંજુમન એ મુકદમો ઠેઠ વેર જીતી હતી. અને સરવ કામ પડતું મૂકી તેવણે જે સેવાઓ બજાવી હતી તે એમની સામી પક્ષના એક વકીલ તરીકે મેં જાતે જોઇ વખાણી હતી.

હવે વિદ્વાન તવારીખનવેશ બાઇ શાપુરજી હોડીવાલા એઓ માટે કહે છે કેઃ—"આ ભલા અને ચંચલ એરવદ ભીખાજી દી૦ ઊનવાલા ઝાઝા પઢેલ ન હતા, પણ બહુજ કઢેલ હોવાથી, તેમણે પોતાની આસપાસ ગ્રેડ્યુએટો, તથા શીખેલા ગૃહસ્થોનો એક વર્ગ ભેગો કર્યો હતો, કે જેઓ છૂટથી તેમની સલાહ લેતા હતા. આ તવારીખનો ખરડો ધ્યાનથી સાંભળીને એરવદ ઊનવાલાએ અનેક સૂચનાઓ આ લેખકને કરી હતી, અને પોતાની બ્હોળી માહિતી પ્રમાણે અનેક વિષયોના ખબર આપી હતી."

આ ઉપરથી, ગૃહસ્થો, ત્હમોને જણાશે કે જ્યારે મી૦ દીનશા મુલ્લાં, મી૦ સ્ટ્રેનગમેન, એડવોકેટ જનરલ, મી૦ રૂસ્તમ પેમાસ્તર વકીલ, મી૦ ફરામજી પાંડે, બહમનજી પટેલ, અને છેવટે મરહુમ દસ્તુરજી ખુરશેદજી અને મી૦ શાપુરજી હોડીવાલા, મરહુમની બાહેશી, હુસ્યારી, અક્કલ અને મગજ શક્તિ માટે આવા ઉંચા શબ્દેમાં વખાણ કરે છે તો હવે આપણે સહેલાઇથી સમજી શકીશું કે આજથી ૨૫ વર્ષની અંજુમન શા માટે તે ભલા નર ભીખાજી ઊનવાલાના નામ અને કામ ઉપર ફીદા થઇ જઇ, એક મેળાવડો કરી, મરહુમને એક કીમતી શ્યાલ અને પર્સ આજ હૉલમાં એનાયત કરી, એઓશ્રીને એક સંજાણા એરવદને કદી નહિ મળેલું અનુપમ માન આપે છે.

## (૭) મરહુમમાં જે સાતમો મહાન સદ્ગુણ હતો તેઃ સબુરી, યા સુખ અને દુખમાં મગજનું સમતોલપણું રાખવાનો સદ્ગુણ. ( Equanimity )

ગ્રહસ્થો, ખુદ દાદર અહુરમઝદ " અહુરમઝદ યશ્ત " માં કહે છે કેઃ "દુરે શઉક નામ અહમી," યાને દાદર અહુરમઝદ પોતાને માટે કહે છે કેઃ

મારૂં નામ તે છે કે જેનાંથી નાસીપાશી અને ગમગીની દૂર છે. તેથી ગ્રહસ્થો, જો આ સબુરીનો સદગુણ-સુખ અને દુઃખમાં સમતોલપણું જાળવવાનો સદગુણ-એક ઇનસાનમાં હોય, તો બેશક, તે એક ખરી ખુદાઇ સદગુણની બક્ષેશ ગણી શકાય. એક મહાન અંગ્રેજ કવી (Kipling) એ કહ્યું છે તેમઃ મ્હાન માણસો સુખ અને દુઃખને એક સરખા ઠગારા તરીકે ગણે છે. તેથીજ, ગૃહસ્થો આપણે "પતેતે પશેમાની" માં ભણીએ છીએ કેઃ-

" પ નીકીએ દાદર અહુરમજદ સેપાસદાર હોમ. પમેતીઆર અનાઇ, અજ ધનામીનો અવર મદ, ઉમીદે રસ્તાખીજરા, પદશ ખોરસંદ હમદાસ્તાન હોમ." યાનેઃ—"અહુરમઝદ જે મ્હારા ઉપર નેકી ( અને બક્ષેશ અને સુખની ) ( જે બુરાઓના બદ અને નીચ હુમલાઓની ) હલાકી આવી પડે છે તે માટે અંતરમાં રસ્તાખેઝની ઉમેદ રાખીને હું સબર અને સંતોષ પકડું છું." ગૃહસ્થો, આથી ત્હમો સહેજે સમજી શકશો કેઃ- મ્હાન પુરૂષો સુખથી ફુલઇ ફુલણજી થતા નથી તેમજ દુઃખથી કે હાર અને શેકસ્તથી નાસીપાસ થતા નથી. અકબર પાદશાહના બાપ હુમાયુનમાં આ સદગુણ હતો, તેથીજ તેણે જે દિલ્હીની ગાદી ગુમાવી હતી તે પોતેજ પાછો મેળવી શકયો. અંગ્રેજોમાં આવા સદગુણવાળો રાજા "બ્રુસ" થઇ ગયો છે. આજે હિન્દુસ્થાનમાં આવા સદ્ગુણવાળો પુરૂષ મહાત્મા ગાંધી છે કે જેઓને મનસે જેલ કે પોતાનું ઘર સર્વ એક છે. ગૃહસ્થો, હું ત્હમારી થોડીકજ મીનીટમાં ખાત્રી કરીશ કે આવો સબુરીનો મગજનું સમતોલપણું રાખવાનો સ્વભાવ મરહુમ ભીખાજી ઊનવાલા ધરાવતા હતા.

એક વખત એહવો હતો કે ઉદવાડા અંજુમન મરહુમના નામ અને કામ ઉપર ફીદા થઇ ગઇ હતી. અને પોતાની ચાહના અને ફીદાગીરીનો જુસ્સો દેખાડવાને એ ગુણવંતી અંજુમન આજથી બરાબર ૨૪ વર્ષની વાત ઉપર એક ભવ્ય મેળાવડો આજ હોલમાં કરે છે. અને મરહુમ ભીખાજી ઊનવાલાને એક કીમતી શ્યાલ અને પર્સ એનાયત કરે છે. અને તન, મન અને ધનના ભોગે દશ-દશ વર્ષ લગી બજાવેલી સેવાનો આ બદલો હતો. પણ જેવો વખત છે તેવો કોઇનો રહેતો નથી. ઓ દુન્યા બેવફા ! ઓ દોરંગી દુન્યા ! તું એ કોઇને પાળ્યો નથી. તારો સ્વઇઓ બેવફાઇમાંજ છે. અફસોસ, ભાઇઓ સદહજાર અફસોસ, આ મરહુમનો મીઠો મેવો ! આ અમુલ્ય અહેસાનનો બોજો, આ પ્યારા જાનથી વધુ પ્યારો કીમતી ખજાનો !

અને તે અંજુમનને ખોળે લાવી મૂકયો તેનો બદલો શું ? ભાઇઓ, ભલાઇ કે બુરાઇમાં ? અફસોસ ! જે ગુણવંતી અંજુમને ભલાઇનો કીમતી હદીઓ મરહુમને આપ્યો તેનાજ વારસો, ઓ બેવફા દુન્યા ! તેનાજ વારસોએ બેવણુને બહુ કડવાં ફળો ચખાડયાં. સાહેબો જેઓના તરફથી ભલાઇના ભલા બદલાની નકિ આશ હતી, તેઓ તરફથી મરહુમે નગુણાંપણાં સીવાય કશું જોયું નહિ. સાહેબો, જે પનોતા નરનું મુબારક નામ ઇરાનશાહના નુરી કેબલા સાથ અમર છે; જે નરની ભલાઇ ઉદવાડેના દરેકે દરેક આથરવનની રગેરગમાં વહે છે, તે ભલાઇ સાહેબો આજે કયાં ગઇ ? અફસોસ ! જે નરને સુના અને રૂપાના ફુલોની પાંદડીઓથી વધાવવા હતા, જે નરની ભલાઇને ગુલાબ અને ચંપેલીના પમરતાં ફુલોના પમરાટથી યાદ કરવી હતી તે, સાહેબો, તે ભલાઇ કયાં ગઇ ? જે નરની ભલાઇ માટે આ હોલના પત્થરોમાં પણ જીવ હતે તો પોકાર કરી, આદમ-જાતની બેવફાઇ ઉપર સદહજાર લ્યાનત નાંખતે. તે ભલા નરની ભલાઇ કયાં ગઇ ? તે ભલાઇ, સાહેબો, કયા દરિઆવનું પેટું આજે ગળી ગયું ? તે ભલાઇ, સાહેબો, કયા ઉંડા ગારમાં ગરક થઇ ગઇ ? અફસોસ જ્યાં બેવફઇ અને નગુણાંપણું હોય ત્યાં ભલાઇ અને બુરાઇ એ સૌ સરખું છે. ગૃહસ્થો, આપણા ભાઇઓને ખોટે રસ્તેથી સચ્ચાઇનાં રસ્તા ઉપર લાવવાની એઓની યાદગાર કોશેષો અને ઝેહમતોએ, અંજુમનનો કોહેલો સડેલો ગેર કારોબાર દુર કરવાના એઓના વખાણવા લાયક શુભ પ્રયત્નો માટે, દુન્યા બેવફા થઇ. ખુદ અંજુમન બેવફા થઇ ! પણ મરહુમે હજારો નીચ અને ન છાજતા હુમલાઓ અને સંકટો છતાં, સચ્ચાઇનો રાહ છેવટની ઘડી સુધી છોડયો નહિ. અને છેવટ સુધી તે દાદગર દાદાર કે જે ઇનસાફનો આપનાર દાવર છે તેના ઉપર વિશ્વાસ મૂકી સબર રાખી અને મગજનું સમતોલપણું કદી ગુમાવ્યું નહિ કે નાસીપાશ કદી થયા નહિ; પણ ઉલટા વધારે ખુદાઇ જોમ અને કૌવતથી બુરાઇ સાથ બલતવારીથી લડયા. આફ્રિન હોજો, સદ હજાર આફ્રિન, આવા ભલા નરના અશો રૂહ ઉપર !

## વાડિયા કેસ એટલે શું ?

ગૃહસ્થો, તમારામાંના ઘણાકોને ખ્યાલ નથી કે:—વાડિઆ કેસનું પરિણામ આપણા ટોળા માટે કેટલું અગત્યનું છે ? ટુંકમાં જો કહું તો: જો આપણે આ કેસમાં હારી જતે તો પરિણામ એ આવતે કે આપણે આપણા પોતાના ઘરમાં ગોલામ થવા બરાબર આપણી હિણપસ્તી ભરેલી જીંદગી

ગણાતે. જે ટોળાના મ્હાન ત્યાગાનોએ આવી હિણપસ્તી સ્થિતિ કરતાં જંગલ અને પહાડની મુસાફરી બહેતર ગણી અને જેઓ નૌમાશી છોડી, તે સાથે પોતાનો માલ, અસબાબ, ઘરબાર, વાડી વજીફા, સગાંવહાલાં છોડી પોતાનું સર્વસ્વ છોડી, કદવાડા તે ઉદવાડાના જંગલમાં આબરૂ અને સ્વમાન વાળી જીંદગી ગુજારવા આવ્યા હતા, તે મ્હાન ત્યાગાનોના આપણે સાચ્ચા પુત્રો નીવડયા. તે કરોડપતી શેઠયા સાથ જીવતોડ ઝેહમત કઢાવી બાથ ભીડી અને હિનપસ્તી ભરેલી જીંદગી કરતાં કંગાળ્યત અને ગરીબાઇ પસંદ કીધી. મરહુમ દસ્તુરજી ખુરશેદજી આ વખતના બાનીક મામલા માટે મરહુમ ભીખાજી ઉપર લખેલા પત્રમાં લખે છે કેઃ—'ટુંકમાં હમારૂં તેમજ બધા ભાઇડાનું એકકે અવાજે કહેવું એ છે કે આ **વખતનો સટાસટનો છે.** માટે પૈસાનું મ્હોડું જોવાનું નથી. પઇસા મલી રહેશે પણ આપણા **બાપદાદાનું ને આવતી ઓલાદનું** ખોહી બેસવાનું નહિ થાય." આખ્રિન, આવા પૂરમાર્થી નરોના અશોઇઝ ઉપર કે જેઓ અંજુમનની મત્તા ઉપર આવેલા ગંભીર વાદલ, પોતાની આવતી ઓલાદ એટલે આપણે માટે તે ગંભીર વાદલ મહા મુશ્કેલીએ વીખેરી નાખી નચીંતે બેસી ખાવાનું કરી આપી ગયા !

## વાડિઆ કેસનો જીતનાર વીરલો.

ગૃહસ્થો, મરહુમની જીંદગીની નોંધ વાડિયા કેસ વગર અધુરી છે. જો કે આ ગંજાવર એક દાહેકા સુધી લંબાયલા ખરચાલુ ઝઘડાના ત્રણ વાદીઓ હતા, અને જો કે પહેલા બે વાદી ખરશેદજી દસ્તુર અને એદલજી શેઠને પોતાના ટોળા પ્રત્યના અખૂટ પ્યાર અને ચાહ માટે શાબાશી અને મુબારકબાદી ઘટે છે, છતાં ગૃહસ્થો દરેકે દરેક લેખીત ડોકયુમેન્ટ જે લેખીત પૂરાવો મ્હારા હાથમાં આવ્યો છે—અને તે પૂરાવો સદ્દર અને બ્હોળા પ્રમાણમાં છે. તે પૂરાવાથી હું જોઇ શકયો છું કે વાડિઆ કેસના જીતનાર વીરલા **ફક્ત ભીખાજીજ** હતા. એ માટે અંજુમનના ઠરાવો ખુરશેદજી દસ્તુરના કાગજો અને ભાષણો કેસને અંગેના કાગજ પત્રો, અને છેવટે બન્ને પક્ષના ધારાના હિમાયતીઓ ગવાહી પૂરે છે. માનવંત ખુરશેદજી દસ્તુરનાજ યાદગાર શબ્દો આપણે ખરા માનીએ—અને તે ખોટા માનવાનું કશું કારણ નથી—તો, તેઓનાજ શબ્દોમાં કહીએ કેઃ 'ગોયા આપણા કેસની લડતનો ઝુંડો એવણે પોતાનેજ માથે ઉઠાવ્યો હતો, અને ટુંકમાં જો એમ કહું કે બબ્બે કોરટે લડયા પછી જે આપણને

ફતેહમંદી મળી તે એવણુનીજ અથાગ મહેનત અને રંજને આભારી હતી, એમ કહેવામાં હું ગેરવાજબી બોલેલો કહેવાઈશ નહિં." આમ મરહુમ દસ્તુરજી ખુરશેદજી મીનોચેરજી બોલ્યા છે; અને બેશક મારા જેવા એક નિષ્પક્ષપાતિક માણસને બીજા પૂરાવાઓ જોતાં આ શબ્દો તદન વાસ્તવીક અને દરોબસ્ત લાગ્યા છે.

પણ તે ભલા, પરમાર્થી, ગુણવંતા, લાયક અને ગૃહસ્થાઈવાળા દસ્તુરજી ખુરશેદજી મીનોચેરજી એક પયગામ્બરી શબ્દોથી ભવિષ્યની વાણી ભાખી ગયા છે. તે અમર શબ્દોજ આપણા સરવેના હૈયામાં તમો દરેક દરેક જણે દરેક નાના યા મહોટાએ, સ્ત્રી યા પુરુષે, ઘરડા યા જુવાને, પોતાનાં જીગરના તખતા ઉપર કોતરી, વફાદારીની લાગણીથી આજે તેની યાદ કરવી આપણ સઘળાને ઘટે છે; મુનાસેબ છે. મરહુમ ઉપર લખેલા એક કાગજમાં મરહુમ દસ્તુરજી ખુરશેદજી લખે છે કેઃ—

"પણ ધીરજથી હીંમત રાખી જેવું આગળ ખંતથી જેહમત ખેંચી કામ બજાવ્યું તેવું આ વખતે પણ કરસો. તેનો બદલો તમોને તે કીરતારથી મલશે. ને આપણા સંજાણા ટોળાનું ભલું થવાથી તમો ભાઇનું **નામ જાવેદાન યાદદાસ્ત તરીકે રહી, ભવિષ્યની તવારીખમાં નોંધાશે.**"

ખરે, ખચિત મરહુમ ભીખાજી ઊનવાળાનું મુબારક નામ ઉદવાડામાં એક યાદદાસ્ત તરીકે પહેડી દર પહેડી આપણી આલ ઔલાદની ઔલાદ જાગતી રાખશે—તે માટે આપણને સઘળાને જરાપણ સંદેહ નથી. ભાઇઓ હું તો એક ડગલું આગળ વધીને બોલીશકેઃ જ્યાંસુધી આ પાક ઇરાનશાહનો નુરી કેબલો રોશની આપતો રહેશે, જ્યાંસુધી ફક્ત એકજ સંજાણો અથોરનાન દુન્યામાં હસ્તી ભોગવતો હશે—ત્યાં તુલીક, ગૃહસ્થો ત્યાં તુલીક આ મ્હાન વીરલાનું નામ જીવતું જાગતું અને અમર રહેશે.

છેવટે એ મરહુમના સદ્‌ગુણો એકવાર ફરીથી કહી જાઉં તો આ હતાંઃ એઓ સામાનું દેલ જીતી લેવાનો સ્વભાવ ધરાવતા હતા; એઓનું અંતઃકરણ નિખાલેશ અને બાળકના જેવું નિર્દોષ હતું. એઓ પોતાના મીત્રો જુવાન યા વૃદ્ધમાં, પોતાનો સંપૂર્ણ વિશ્વાસ મૂકતા, એઓ સચ્ચાઇના સિપાહ ને સત્યના પૂજારી હતા. એક વફાદાર મિત્ર હતા, દુશ્મનને માટે પણ સાચ્ચું બોલનારા હતા. પોતાના ગામ અને ટોળા ઉપર ફીદા

હતા, પોતાના અણુસમજુ રાંક ટોળાને પોતાના એક લાડકાં બચ્ચાં સમાન એઓ ગણુતા હતા, અને પોતાના ગામનું કોઇપણ ભોગે ભલું કરવાને, ધાર્મિક અને દુન્યવી કેળવણી પોતાના ગરીબ ટોળામાં ફેલાવવાને, અને પોતાના સંજાણુા ટોળાનું નામ દુન્યામાં અમર કરવાને અંતરમાં ખરા દેલથી અત્યંત જીગ્નાસા રાખતા હતા. અને છેવટે સુખમાં જેટલાં સંતોષી તેટલા સંકટના વખ્તે પણ સબુરી ધરાવનારા મગજનું સમતોલપણું રાખનાર મ્હાન વીર પુરૂષ હતા.

છેવટે, આજે ભાઇઓ આપણી પ્રોટેસ્ટંટ પાર્ટીના મ્હાન સ્થાપક નરને આ ખાકી દુન્યામાંથી ચાલી જવાને બે વર્ષ થયાં છે જે આપણી પાર્ટી પાંચ–અને દશ માણુસની હતી તે આજે સો–સવાસો માણુસની સંખ્યા ધરાવે છે. એ ઘણી ખુશાલીની વાત છે જેમ આપણી પાર્ટીના સ્થાપક મ્હાન નર મરહુમ ભીખાજી દી૦ ઊનવાળાનો મુદ્રાલેખ સચ્ચાઇ હતો તેમજ તેઓએ સ્થાપેલી આ આપણી પાર્ટીનો મુદ્રાલેખ "સચ્ચાઇ" છે. જ્યાં સુધી આપણે આ પારટીમાં વધારો કરી આપણે અંજુમનના કારોબારમાં "સચ્ચાઇ" લાવીશું નહિ ત્યાં સુધી તે મ્હાન નરના રૂહને આપણે ખુશનુદ કરીશું નહિ. તે મહાન નરના અશોરૂહનો ખોરાક હજુબી 'સચ્ચાઇ' જ છે. માટે આજના ગમગીની ભરેલા ગંભીર દિવસે આપણે સઘળાઓ એહવી દુવા ગુજારી શું કે: જે શુભ કામ મરહુમ ભી. ઊ. એ પોતાની જીંદગીમાં આરંભ્યું છે તે કામ સરંજામ ઉતારવાની, તે પાક દાદાર અહુરમજદ, પાક ઇરાનશાહ આતશ બહેરામ અને હમે અમેસાશપંદો આપણુને સઘળાને. જોર, હીંમત, અને શક્તિ બક્ષે કે જેથી તે સંજાણુા ટોળાના મ્હાન નરનું રૂહ ગરોથમાન બહેસ્તમાં, ખુશનુદ અને શાદમાન થાય! અથ જમીઆદ યથ આફ્રિનામી !!!



